# श्री अंबिका गरबावळी.

દ્વિતીય ભાગ.

રચી પ્રસિદ્ધ કરનાર,

[illegible]ર ચુનિલાલ દામોદરદાસ પંડ્યા—નડિયાદ નિવાસી.

## श्री महिष मर्दिनी.



સંવત ૧૯૭૩. પ્રથમાવૃત્તિ—પ્રત ૧૦૦૦ સને ૧૯૧૬.

ન્યોછાવર કીંમત ચાર આના. પોસ્ટેજ ૬ પાઇ.

# નમ્ર વિજ્ઞપ્તિ.



સદરહુ બુકની ઉપજેલી કીંમતમાંથી છપામણી વગેરે ખર્ચ બાદ જતાં બાકીની રકમ સત્કાર્યમાં વાપરવા કર્તાની અભિલાષા હોવાથી કોઇએ વિના માગવી નહિ એવી નમ્ર વિજ્ઞપ્તિ છે.

લી. અંબિકાનો બાળ.

**માસ્તર ચુનિલાલ દામોદરદાસ પંડ્યા.**

ઠે લખાવાડ–**નડિઆદ.**

---

**"સસ્તી વાર્તામાળા" ની નીતિ ધર્મવર્દ્ધક નવલ કથાઓ અમારી પાસેથી ગ્રાહક થઇ મેળવી શકાશે. આ નવલકથાઓ સ્ત્રીપુરૂષોને ઘણી ઉપયોગી છે.**

**ચાલુ ચોથા વર્ષમાં નીચલી નવલ કથાઓ મળશે.**

**(૧) આનંદ મંદિર અથવા મોક્ષ પ્રાપ્તિનો મહામંત્ર. (૨) છત્રપતિ રાજારામ અથવા મરાઠાઓનો આત્મ યજ્ઞ–ઐતિહાસિક. (૩) સંસાર કથાકુંજ–ધર્મનીતિવર્ધક ટુંકી નવલકથાઓ. (૪) જાપાની જાસુસ–ડિટેકટીવ નવલકથા. (૫) સતી ત્રિવેણી–ત્રણ સતિયોનો વૃત્તાન્ત.**

અમદાવાદ–ચાંકડીશેરી રોડ–વીરચંદ દીપચંદ ફ્રી લાયબ્રેરી સામે
"જ્ઞાનમન્દિર પ્રિન્ટિંગ પ્રેસમાં" શંકરરાય અમૃતરાયે છાપી

# કંઠાર્પણ.

રાગ-ગઝલ-કવ્વાલી.

શ્રીની પ્રેમ પ્રસાદીથી, બની આ કુસુમની માળા;
પરોવ્યાં કવનનાં પુષ્પો, ભ્રમર ભકતોના લઈ ટાળા.
સ્તવનથી શક્તિને ગાવા, ભજું હું માત ભવાની;
સદાએ પ્રેમને લ્હાવા, પુજુંછું પાવડી માની.
[illegible]ી ઇચ્છા અવર કોની. સદા યાચુ ત્રિશુળપાણી;
શુભાશુભ કાર્યની કર્ત્તા, અંબિકા આરાસુરરાણી.
અર્પું આ પ્રેમ માળા જે, કવનની ગ્રંથાથી ગુંથી;
સ્વીકારો બાળના હસ્તે, બની નહિ માળ આ હુંથી.
થઇ તુજ પ્રેમ પ્રતાપે, લીધો મેં પ્રેમનો લ્હાવો,
કવન પુષ્પોની માળાની, પ્રભાનો પરિમળ પ્રસરાવો.
ચુકુ નહિ માત ચંડીને, નિહાળો નેહથી માજી;
લાલચુ લોભીઓ તા'રા, લક્ષથી નામમાં રાજી.
ભકતની ભાવના ભક્તિ, સદા આશક્તિ તેમાં છે;
નથી કાંઇ અન્ય બીજામાં, મ'ને સુખ શાન્તિ એમાં છે.
સદા માં ગોદમા રમવું, કહો કોને નહિ ફાવે ?
અબિકા માત ઉમંગે, હર્ષથી લાડ લડાવે.
લીધી માળા તનય હસ્તે, પહેરવા કંઠમાં માજી;
પ્રસાદી કવન માળાઓ, દીધી તનને થઇ રાજી.
અર્પું હું પ્રેમ પ્રસાદી, પ્રીતથી માતને ગાવા;
ચુસ્ત જે ભક્ત અંબાના, ગાન ગાઓ સુખી થાવા.
અન્ય કો પ્રેમથી ગાશે, સદાએ સુખીઆ થાશે;
ભવાબ્ધિ સ્હેજે તરાશે, મોક્ષનું પદ પમાશે.

લી. ત્હારો કૃપાકાંક્ષી બાળ-ચુનિલાલ.

|| श्री जगदंबानी प्रेम प्रसादी. ||

# श्री अंबिका गरबावळी.







જગદંબાના પ્રેમી ભકતો અને અન્ય સુજ્ઞ શોખીન જનોને નમ્ર વિજ્ઞપ્તિ જે શ્રીની પૂર્ણ કૃપાથી શ્રી અંબિકા ગરબાવળીનું પ્રથમ પુસ્તક સંવત ૧૯[illegible]૧ ની સાલમાં છપાઇ બહાર પડી ગયું છે, જેમાં શ્રીના ગુણાર્વિંદનાં અત્યુત્તમ પૃથક્ પૃથક્ રાગ રાગણીઓથી વિભુષિત કવનો, (માતાજી પર પત્ર, અજાણ્યા માણસંને માતાજી દર્શનાર્થે જવા માટે દિગ્દર્શન માર્ગનો ગરબો વગેરે) રચાએલાં છે, જે પ્રેમ પ્રસાદી રૂપ બુકની કીંમત ફક્ત રૂ. ૦-૨-૬ તથા ટપાલ ખર્ચ રૂ. ૦-૦-૬ પાઇ રાખેલી છે. સદરહુ બુક મોટા ટાઇપ ઉત્તમ પેપરના પ્રમાણમાં તેની કીંમત નજીવી રાખેલી છે કારણ કે કર્ત્તાની અભિલાષા તેની ઉપજેલી કીંમતમાંથી છપામણી વગેરે ખર્ચ બાદ જતાં બાકીની રકમ સત્કાર્યમાં વાપરવાની છે તેવીજ રીતે સદરહુ દ્વિતીય ભાગની પણ ઉપર મુજબ વ્યવસ્થા કરવા ઇચ્છા છે તો હાલ તાકીદે પ્રથમ ભાગની કીંમત તથા પોષ્ટેજની પોષ્ટ ટીકીટો મોકલી મંગાવી લેશો કારણ કે હાલ થોડી નકલો સીલક છે. ત્યાર બાદ નકલો સીલક હશે તોજ મળી શકશે માટે તાકીદે આ અત્યુત્તમ કાર્યનો લાભ મેળવવા ચુકશો નહિ એવી નમ્ર વિજ્ઞપ્તિ છે.

પ્રથમ ભાગની માફક શ્રીનાં કવનોનો આ દ્વિતીય ભાગ છપાવવામાં પૂર્ણ ઉત્સાહથી શ્રીના શુભકાર્યમાં વધુ રકમ બક્ષનાર સભ્યોનાં મુબારક નામો સદરહુ બુકના છેલ્લા પૃષ્ઠ પર રકમના અનુક્રમે આપવામાં આવ્યાં છે જેમાં શ્રી જગદંબા પ્રત્યે પ્રેમભાવના પ્રદર્શિત કરી શ્રીના પ્રેમી ભક્ત ડૉકટર ઉમીયાશંકર પ્રભાશંકરે પ્રથમ પુરતી આપેલી છે જેથી તેમનો કર્ત્તા આભાર માને છે, અને ચાહ્ય છે કે આથી પણ વિશેષ શ્રી પ્રત્યે પ્રેમ રાખી પ્રેમ પ્રસાદી મેળવો તેમજ અન્ય સભ્યોનો પણ આભાર માનવામાં આવે છે, કે આથી પણ વિશેષ પ્રેમ શ્રી જગદંબાના શુભ કાર્યમાં પ્રદર્શિત કરશો. તેવીજ રીતે પ્રેમી ભકતોને શ્રીના અત્યુત્તમ કાર્યમાં હુવે પછી જયારે જયારે અમુક રકમ આપવા જેમની મનોવૃત્તિ જગદંબા દોરે અને દોરાય તેમણે રૂબરૂ અગર પોષ્ટદ્વારા મોકલાવેલી રકમ સાભાર સાથે પ્રેમપૂર્વક સ્વીકારવામાં આવશે, પરંતુ તેઓનાં મુબારક નામો ચાલુ પુસ્તકમાં બહાર પડી શકશે નહિ. શ્રી જગદંબાની બાર માસની આરતી ઉત્તમોત્તમ શબ્દાલંકારોથી વિભુષિત છુટાં પેપરોપર પ્રસિદ્ધિ પામેલી છે જેની છુટક નકલની ન્યોછાવર કીંમત ફક્ત રૂ. ૦–૦–૧ પાઈ રાખેલી છે તે મોકલી મંગાવી લેશો. પોષ્ટેજ જુદુ એજ.

લી. શ્રીનો કૃપાકાંક્ષી બાળ.

નડીઆદ. ચુનિલાલ દામોદરદાસ પંડ્યા.

श्री अंबिकाजी प्रसन्नोस्तु.

## શ્રી ગણપતિની સ્તુતિ.

### હરિગીતછંદ—રાગ રૂચીકર.

વિઘ્નેશ્વરા ભવભયહરા, સચરાચરા તુજ વિનવું;
શુભ કાર્યમાં સહાયક થવા, અર્ચન કરી માગી લઉં. ૧
કર સહાય શ્રી કવને સદા, દેઇ શુદ્ધ બુદ્ધિ પ્યારથી;
કવનો રચી ગુણ કથનથી, અંબાનાં તુજ આધારથી. ૨
શુભ અશુભ કાર્યે પ્રથમ પુજે, સર્વ જન બહુ માનથી;
શ્રી કવનનું શુભ કાર્ય સરવા, સહાય યાચે ગાનથી. ૩
સુત ગૌરીના પુત શિવના, લંબોદરા ગણ નાયકા;
ભુજ ચારથી રક્ષા કરો, કરે ગાન શ્રી ગુણ ગાયકા. ૪

### ગરબો સાતવારનો.

રાગ. ઓધવનંદનો છોરો તે નમેરો થયોરે લોલ.

આઇ અંબિકાજી માત અલબેલડીરે લોલ,
માજી તમે છો અવિચળ વેલડીરે લોલ;
બાંહ્ય ઝાલ્યાની લાજ રાખો છેલડીરે લોલ. આઇ.
રવિવારે રવિબિંબ[1] સમાં [2]ઓપતાંરે લોલ,
ઉગ્રતાપ[3] દેઇ દુષ્ટ પરે કોપતાંરે લોલ;
કાપી દુષ્ટતાના રોપ[4] સુબીજ[5] રોપતાંરે લોલ. આઇ.

---

૧ સૂર્યનાં કિરણ જેવાં. ૨ શોભતાં. ૩ ક્રોધ કરીને. ૪ છોડ.
૫ ઉત્તમ બીજ.

સોમવારે સમીર[1] વાય માજી હીમ[2] સમોરે લોલ,
ઠંડ લાગે બાળ જાગે માજી નવ દમોરે લોલ;
હજુ બાળને સંકષ્ટનો[3] નથી સમોરે લોલ. આઈ.
મંગળવારે મંગળ સુચન[4] થાયછેરે લોલ,
માજી તણા ગુણો સર્વ ગુણી ગાય છેરે લોલ;
ભાવે માન સરોવરે ભક્ત નાહ્ય છેરે લોલ. આઇ.
બુધે બુદ્ધિ નકારી[5] હઠી માહ્યરીરે લોલ,
શુદ્ધ બુદ્ધ[6] દીધી એજ કૃપા તાહ્યરીરે લોલ;
વિમળ વાણી દઇ દાસના હણ્યા અરિરે[7] લોલ. આઇ.
ગુરૂવારે ગુરૂરૂપે માત પુજતોરે લોલ,
દુષ્ટ જન માજી પાસે આવે ધ્રુજતોરે લોલ;
માજી વિણુ ન મને એકે માર્ગ સૂઝતોરે લોલ. આઇ.
શુક્રવારે શણુગાર શોભા શી કહુંરે લોલ,
કડાં કંઠી કાળીઝાંઠી મનમાં લહુરે લોલ;
ઝાંઝર માંહીં ઝમકે છે ઘુઘરી બહુરે લોલ. આઇ.
શનિવારે શનિ[8] ઝળહળે છે ભાલમાંરે[9] લોલ,
કેસરી આડ કીધી માજીએ કપાળમાંરે લોલ;
છાંટયાં છુંદડાં છુંદીને બેઉ ગાલમાંરે લોલ. આઇ.

---

૧ પવન. ૨ બરફ જેવો ઠંડો ( ચારે બાજુ આરાસુર પર્વત હોવાથી ) ૩ સંકટ સહન કરવાનો ૪ શુકન. ( સૂચના ) ૫ નઠારી. ૬ બુદ્ધિ. ૭ દુશ્મન. ૮ શનિ નામનો હીરો (જવાહીર) ૯ કપાળમાં.

વાર ગાયા મુખે ગાજી મન ભાવથીરે લોલ,
ભવ સાગર તરાશે અંબા નાવથીરે લોલ;
દુષ્ટ તણો ભવ જશે અશ્રુ શ્રાવથીરે[1] લોલ. આઈ.
ચુક હોય જો કદાપિ કાંઇ મુજમાંરે લોલ,
નિત્ય સેવ[2] કરી ચરણ પડું તુજમાંરે લોલ;
લાભ અર્પીદ્યોને લક્ષ બળ[3] ભુજમાંરે[4] લોલ. આઇ.
દાસ વિનવે તમોને શિષ નામીનેરે લોલ,
માજી તણા ઘણા અભય વર[5] પામીનેરે લોલ;
સુખી થયો દુઃખ દારિદ્રને વામીનેરે[6] લોલ. આઇ.
જે કોઇ અંબિકાજી માતને આરાધશેરે[7] લોલ,
તેનાં પ્રાશ્ચિત[8] પૂર્વનાં પ્રલય[9] થશેરે લોલ;
સર્વ સ્થળમાંહીં શાન્તિ પસરી[10] જશેરે લોલ. આઈ.

## નવરાત્રિનો ગરબો.

### રાગ-ગોરમા ગણપત લાગુ પાયનો.

આવે આવે અલબેલીમા અંબા, ચાચર ચોકમાં રે લોલ;
લાવે લાવે સાહેલીઓ સહુસાથે, શોભિત નોકમાં રે લોલ. ૧
ગાયે ગાયે ગરબો લઇને તાળી, સખી સહુ પાસમાં રે લોલ;
પાડે પાડે તાલ પ્રમાણે પાય, અતિ ઉલ્લાસમાં રે લોલ. ૨

---

૧ આંસુ ટપકવાં. (રડવાથી) ૨ સેવા. ૩ લાખ ગણું બળ. (બહુ બળ) ૪ હાથમાં. ૫ વરદાન. ૬ કાઢી નાંખીને. ૭ ભજશે. ૮ પાપ. ૯ નાશ પામશે. ૧૦ ફેલાશે.

જાણે ઉગ્યો શરદ પુનમનોચંદ્ર, સુશોભત ત્યાં દીસે રે લોલ;
થાયે પાયે ઘુઘરીંનો ઝણકાર, સુણી મન ત્યાં વસે રે લોલ; ૩
ગાયે રૂડો ગરબો ગાયત્રીજી, સુણી મન ભાવતો રે લોલ;
ઝીલે સહુ કોકીલ[1] સ્વર ઉચ્ચારી, ઉમંગ અતિ આવતોરે લોલ. ૪
સજીઆ માજીએ સોળ શણગાર, વખાણું શું વાણથી રે લોલ.
[2]પટકુળે પહેર્યાં દક્ષિણી ચીર, પરમ સુખ પ્રાણથી રે લોલ. ૫
[3]ભાલ માંહીં ચંદ્ર સમો ચાંદલીઓ, ટીલડી તગ તગે રે લોલ;
સુવાસિત અર્ગજા અત્તર અંગે, સમીરથી[4] મઘમઘે રે લોલ, ૬
થઇ રહ્યો આનંદ ઉત્સવ હેલી, ઉમંગ અતિ જામતાં રે લોલ;
કટીથી[5] નીચાં નમીને માજી, ફરે હર્ષ પામતાં રે લોલ. ૭
સહુ સખી સાથે નમતી જાય, ઉડે પટ પાલવો રે લોલ;
માજી તણું લાવણ્ય રૂપ રસાળ, દાસ જન જાળવો રે લોલ. ૮
ધન્ય ધન્ય નવરાત્રીના દિન, અતિ શોહામણા રે લોલ;
ગરબે ગુણવંતી મા સાથ, રમે સખી નહિ મણા રે લોલ. ૯
વિનવિ વર્ણવે વાણીથી બાળ, લાલ કરો ન્યાલને રે લોલ.
અવિચળ સુખ દઈ માજી સદાય, રાખી બહુ વ્હાલને રે લોલ. ૧૦



રાગ- વ્હાલા વેગે આવો રે. (શ્રી માતારૂપ અને ગાયક બાળ સ્વરૂપમાં કહે છે.)

અંબા ના સતાવો રે, દયા દીલ લાવો રે, બાળને બોલાવો રે,
પ્રેમે ઝુલું પારણે .... .... .... .... માજી.
નહિ બોલાવે ઝુરે પારણીંએ બાળ,

---

૧ કોયલ. ૨ સાડી (લૂગડાં) ૩ કપાળ ૪ પવન ૫ કમર (કેડ)

[1]અંકે ચઢવા તલપે રાખી અતિ વ્હાલ. .... અંબા.
શાન્ત કરીને માજી શૈયામાં લેજોરે, પાન કરાવી પય[2] આશિષ દેજોરે;
લાડ લડાવી, દેખાડો વાત્સલ્ય[3] પ્રેમ,
હર્ષે બાળ રાખશો કુશળ ક્ષેમ. ... .... અંબા.
વાત્સલ્ય પ્રેમથી આવ્યો હું પારેરે, શ્રાવણમાસે પુત્ર આવીઓ દ્વારેરે;
માતૃ ભાવે કીધાં પ્રેમથી દરશન,
પ્રિતિ થકી ચાલી આવ્યો મા સદન.[4] ... અંબા.
સહાય કરીને માજી કાર્ય સુધારોરે, વ્હારકરીને માજી કષ્ટ નિવારોરે;
લળી લળી લાલ[5] નમી લાગે પાય,
શાન્તિ અર્પી દર્શન દેજો સદાય. ... અંબા.
નટપુર બાળની નમ્ર વિનંતી રે, વાત્સલ્ય ભાવધરી પાળો ગુણવંતીરે;
દીન દાખી દયા દયાળી દ્યો દાસ,
વિમળ વાણી દેઇ રાખો ને તમ પાસ. .... અંબા.



**પુજન તથા વધાવવાનો, રાગ–આવો સખી આવો મ્હારે મંદિરે પધારો.**

આવોજી આવો આજે, અંબિકા વ....ધાવા, અંબિકાવધાવા
જગદંબિકા વ....ધાવા... ... ... આવો. ૧
શ્રાવણ સંઘે રમો આનંદ રંગે, ગાનથી માન લેવા આઇનું
ઉમંગે; પ્રેમેથી પાય પડો માજીને રિઝા......વા આવો. ૨

---

૧ ખોળે. ૨ દૂધ. (ધવરાવી) ૩ માનો બાળક પરનો પ્રેમ.
૪ મંદીર (ઘર) ૫ બાળક.

વાટ જોઇ બેઠાં માજી ભક્તજન કેરી, આવી આ બાળો
સહાય કીધી ઘણેરી
બળ તને[1] આપ્યું મૈયા દર્શન કરા.......વા આવો. ૩
અબિલ ગુલાલ ધુપ નૈવેદ્દ સાથે, કુંકુમ કેસર અર્ચન
કર્યું ગઢનાથે;
સ્તવન રચ્યું માજી નામને પઢા.......વા આવો. ૪
ચુકે નહિ વત્સ આઇ દિદારને[2] જોવા, હિંમત આપી મૈયા
પાતકને[3] ખોવા;
નિશ્ચળ ભક્તિ આપી કાર્યો સરા......વા[4]. આવો. ૫
લાભ લીધો માજી મુખ ઝાંખીનો ભારી, શાન્તિ પસારી[5]
દીન દાસને સુધારી;
લક્ષ લીધુ પ્રેમે ભવજળથી[6] તરા......વા. આવો. ૬
સહાયક સરસ્વતિ માતમા દયાળી, પ્રેમેથી પાદ[7] પુજુ
આરાસુરવાળી;
નટપુર બાળનોં કૃપાળ વ્હારે ધા.......વા. આવો. ૭
અડસઠ તિર્થ માજી અંબિકાને ચર્ણે, માનસરોવર નાહી
આવ્યો તુજ શર્ણે;
કરોને કર[8] લંબા લાલને સહા.......વા. આવો. ૮
શાન્ત ચિત્તે ધ્યાન ધરૂં અંબિકા તમારૂં, વિમળ વાણી વદી
હૃદયમાં ધારૂં;
પ્રતિ વર્ષ[9] દર્શનના ઉત્તમ લ્યો લ્હા.......વા. આવો. ૯

---

૧ શરીર ૨ રૂપ. ૩ પાપ ૪ સુધારવા. (કરવા) ૫ ફેલાવી ૬ સંસારરૂપિસાગરનું પાણી. ૭ પગ ૮ હાથ. ૯ દર વર્ષે (દરેક વર્ષે).

## ગરબો—પંદરતિથિનો.

સૌ જન આવજો રે, આજ તણો અવસર સુઅનોપમ;
ભાવ અતિ લાવજોરે, આજ તણો અવસર સુઅનોપમ. ૧
અંબા આદ્ય છે રે, શક્તિ સૌ હૃદયે વસનારી;
ભજતાં ભાવથી રે, દુઃખ દારિદ્રને હરનારી. ૨
પડવે પાળજો રે, માજી દર્શન નિયમ સારો;
બીજે બાળશે રે, ત્રિવિધી તાપ સકળ તમારો. ૩
ત્રીજે તાણીને રે, ગાઓ સુસ્વરથી મા ગાણું;
ચોથે ચારની રે, થાએ વેદધુન મા વખાણું. ૪
પાંચમે પાળજો રે, માજી દર્શન નિયમ ભાવે;
છઠ્ઠે છત્રથી રે, કરશે છાયા માતૃ સ્વભાવે. ૫
સાતમે શાન્તતા રે, દેઇ દર્શન શુભ માજી પ્રેમે;
આઠમે અંબિકા રે, બાળ ગણી રાખે સુખ ક્ષેમે. ૬
નવમીએ નામની રે, લીધી મેં કરમાં કરમાળા;
દશમીએ દાસ આરે, દાઝ જાણી ગુણગાય રસાળા. ૭
અગીયારસનો રે, ઉજવળ આનંદનો દિન ધારી;
બારશે બાળની રે, કીધી વ્હાર કૃપાનિધી સારી. ૮
તેરશે તુજને રે, મળવા તન ચાલ્યું સુસવાટે;
ચૌદશે ચોકમાં રે, આવ્યો ચઢીને મોટા ઘાટે. ૯
અમાસ દિનમાં રે, આનંદ ઉદધિ ઉછળતો અંગે;
વટના વૃક્ષની રે, નીચે બાળક ગાયે સંગે. ૧૦
ચુંબન કરીયું રે, માજી બાળ કનૈયો જાણી;
નિજઉછંગમાં રે, લીધો વાત્સલ્ય પ્રેમ આણી. ૧૧

લાડ લડાવતાં રે, મીઠાં મીઠાં ગીતો ગાઇને;
લક્ષ રાખીને રે, સંકટ સમયે આવ્યાં ધાઇને. ૧૨
નટપુર વિપ્રની રે, વિનતી પ્રેમી હૃદયમાં ધારો;
વિનવું વ્હાલથી રે, હર્ષે ભવજળથી મા' તારો. ૧૩
તિથી પંદરે રે, ગાયે ગુણીજન અંબાદાખી;
શુભ ચિંતનથી રે, શ્રીનુ ધ્યાન હૃદયમાં રાખી. ૧૪
આશિષ આપીને રે, અર્પે મન વાંછીત ફળ માજી;
નામ ઉચ્ચારીને રે, અંબા સ્મરણ કરશો ગાજી. ૧૫



રાગ—નિર્બળ શત્રુ સબળ રાજ્યપર.

નિરંજની નિર્મળ મન નિરખું, ચર્ણ કમળ ચિત્ત ધારીને;
વ્હાલ ધરો વિશ્વંભરી માતા, સુકીર્તિ જગમાં પસારીને.
જાણું નહિ અન્ય નામ, જાપું અંબિકાનુ નામ;
આવ્યો આરાસુર ધામ, જાપે જગતે તમામ;
મહિષ મર્ધો ભીડી હામ, ભક્ત જન કીધાં કામ જાણું નહિ.
વાઘેશ્વરી વિરંચી વિધાતા, નેહ નજર ચિત્ત ધારીને;
કરૂણાળી કરૂણા કર અંબા, નામ જપુ હું પોકારીને.



રાગ—ધ્રુપદ રૂચીકર ચોતાલ.

નિરંજની નિરાકાર પરબ્રહ્મ, પરમેશ્વરી;
એકહી અનેક હુઇ, વ્યાપી વિશ્વંભરી. નિરંજની.
અલખ જયોતિ અવિનાશી યોગસ્વરૂપી પ્રકાશી;
જગ્ત જનની, જગત રાશી, જગજીવની જગધરી. નિરંજની.

તુહીમે સબ જીવજંત, સુરનર મુનિગુની મહંત
ભૂમિ કષ્ટ દૂર કરંત, લીયો દેહ માહેશ્વરી. નિરંજની.
મહિષનકુ મર્યો માત, સુરનકી સુની બાત;
ચંડમુંડ કરી પાત, ભક્તનકી ભીડ હરી. નિરંજની.
વિમળકી સહાય કીની, રિદ્ધિ સિદ્ધિ પૂર દીની;
ઐસી ચુનીલાલ સહાય, યાચે જગદીશ્વરી. નિરંજની.



**રાગ-ભેરવી. ગુલચમનમાં રાધા પ્યારી વસે. તાલ દાદરો.**

આરાસુરે અંબિકા કૃપાળી વસે, અંબિકા વસે જગદંબિકા
વસે.—આરાસુર.

ચૌદશ પર્વતોને કોટ નિહાળું, મધ્યે માજીનું દહેરૂં રૂપાળું;
શુદ્ધ સમીરથી સહુ દુઃખડાં જશે અંબિકા વસે જગદંબિકા
વસે.—આરાસુર.

અસંખ્યદ્રુમતણી શોભિત ઝાડી, વાવડી પરે ખીલી રહી ફુલવાડી,
સમીર સુગંધીથી શાન્તતા થશે... ... અંબિકા.
સાનિધ્યમાં ભોળાનાથ બિરાજે, સ્નેહે ગજાનન સાથ માંહી છાજે.
સેવેથી ભક્તજન પાતકો ખસે... ... અંબિકા.
શાન્ત ચિત્તે ધ્યાન ધરૂં માતનું હું ભાવે, સંકટ સમયમાં
વ્હારે માજી. આવે;
ધામ અમર દેવા ભવજળ તરાવશે. .... અંબિકા.



**રાગ-ભેરવી. મેં ઘણુંએ સમજાયોરે લાખન વાર.**

અંબા હું શરણુ આયો રે... ... ગરીબનિવાજ.
મા' દર્શનનો તરસાયો રે.... ... છો શિરતાજ.

વાટ ઘાટનાં દ્રુમ મનોહર, સરિતાજીનાં સ્નાનો સુખકર, (૨)
ભ્રાન્તિ ભેદ ભુલાયો રે.... ગરીબનિવાજ–અંબા હું.
અગણિત ભક્તો પારે આવે, પુષ્પ પુજાપો નૈવેદ્ય લાવેઃ (૨)
પરિમળ તુજ પસરાયો રે.... ગરીબનિવાજ–અંબા હું.
મુનિ માર્કંડે વર્ણવ્યાં માજી, નામ જપે સુર બ્રહ્માદિ ગાજી;(૨)
પ્રેમ પદારથ પાયો રે.... ગરીબનિવાજ–અંબા હું.
દાસ જનોને દઇ દરશનને, પતિત ઑધાર્યા થઇ પરસનને; (૨)
કાલ[1] ચુનિ[2] એ પદ ગાયોરે,.. ગરીબનિવાજ–અંબા હું.



## રાગ. પ્રિયા મુજ પ્રાણ છો વારી વારી.

અંબા નામ નાવ ભવતરવાનું, જાપે દુઃખ જાય સુખ સરવાનું.
અંબા.

### સાખી.

અંબા અંબા ભક્તજન, વદે કરી પોકાર;
ભક્ત વત્સલી માતજી, સુણે સ્નેહે ૐકાર.

વાગે ઘંટ ઘુઘરા માજી આગે, સુણી સાદ ભક્તનાં માત જાગે.
અંબા.

ગુણીજન ગીત રસાળથી, ગાય ગણી ગુણ સાર;
અવધિ નહિ મળે અંકની, ગણના કર્યે અપાર.

થાકી સ્થીર થઇને પાય લાગે, વ્હારે ધાવા વિનવી માફ
માગે.–અંબા.

આવી તુજ ચરણે નમે, કરગરીને કરજોડ;
ભાવટ ભવની ભાગીને, પુરણ કરજો કોડ.

આવું માજી શ્રાવણે પાયે ચાલી, કરો કૃપાદૃષ્ઠિ હેમતબાલી.
અંબા.

श्रावण कृष्ण चर्तुदशी, उत्तम छे रविवार;
શશી[૧] ખંડ[૯] મુનિ[૭] યુગ્મનો[૨] સંવત્સર શુભકાર,
ગાયું ગાન ગર્જીને ચુનિલાલે, પારે આવી પ્રેમથી ધરી વ્હાલે,
અંબા.



## રાગ ભેરવી-પિયા ના માને માને ના મન.

અંબા રસ પીઓ પીઓને સહુ, દર્શન લાભ લીઓ લીઓને;
બહુ-અંબા.
સકળજન " ઘરથી આવ્યા " (૨), શ્રીમન ભાવ્યા;
ચઢી વિકટ ઘાંટી લહુ-અંબા.
સુખાળુ " ધામ સુ છાજે " (૨), આનંદ આજે, વાધ્યો માજી
તનય મનને-અંબા.
સુખદદિન " આજનો ભારી " (૨), પ્રેમ પસારી; કીધા સુખી
સુખી હમને-અંબા.
શ્રાવણનો " દિન સુખાળો " (૨), કૃપા દૃષ્ટિથી ભાળો, પાળો
બાળ કરી કૃપા ઘણી-અંબા.
[૪]ળીલળી " લાગીને[૩] પાયે " (૨), નિત્ય[૨] નિયમ ચુકાયે[૧]; નહિ
યાચુ હું નામ ભણી-અંબા.

---

૧ चु. ૨ नि ૩ ला ૪ ळ. चुनिलाल.

### રાગ. ચાલો સખી એ લટકાળા મોહનને મળવાને.

આવો *ભકત આવો આજે, અંબિકા ભ...જવાને;
લીઓ કર માળા હસ્તે, મુખે નામ સ........જવાને.
અલબેલી આનંદવેલી, અચળેશ્વરી ભ....જવાને-આવો.
આરાસુરવાળી મૈયા, દાસ પડે પૈ.......યારે; (૨)
કૃપાળી કરને સ્હાઓ, તાપ દૂર ત......જવાને-આવો.
વિમળને સ્હાય કરીને, પીડ હરી પ્રેમ ધરીને (૨)
દર્શન દ્યો ફરીફરીને, પાદુકા પુ.......જવાને-આવો.
જાગતી જ્યોત પ્રકાશી, સેવક જનનોં અભિલા-ષી (૨)
નટપુર ગાયક ઉલ્લાસે, ગાય છે માજી ભ....જવાને-આવો.



### રાગ-દાસ પરે દયા લાવોરે.

ભક્ત પરે દયા લાવોરે, (૨) દયાળુ દેવી, ભકત પરે દયા લાવો.
ઘર ને કુટુંબ છોડી, ચિત્ત આપ ચરણે જોડી; (૨)
આવ્યો હું પારે માત બોલાવોરે—દયાળુ દેવી.
આરાસુર ઘાટ ચઢીને, જપુ તુજ નામ પઢીને; (૨)
દર્શન દ્યો માજી એ મુજ દાવોરે—દયાળુ દેવી.
પડયું મુને સંકટ બહુ, સંઘ આવ્યો પારે સહુ; (૨)
કરી કર લંબા બાળને સ્હાઓરે—દયાળુ દેવી.
શ્રાવણનો સંઘજ ભારી, જોવાની જુકિત સારી; (૨)

---

* સ્રીઓ ગાય ત્યાં "સખી" શબ્દ બોલવો.

મા—નામ તણી બલીહારીથી મન ભાવોરે—દયાળુ દેવી.
લાલચ છે મુજને તારી, ભાવટ ભાગી તેં મારી; (૨)
અંબા માજી ઘર નાવ ચલાવોરે—દયાળુ દેવી.
ચુનિલાલ બાળ ગાયે, લળી લળી લાગે પાયે; (૨)
મા—પાલવ સ્હાયે નહિ અકળાઓરે—દયાળુ દેવી.

## મનને શિખામણ રાગ—મન મારૂં માને નહિ.

મન મારૂ માનેનહિ, મનડું ઠરે નહિ, કયારે મળું અંબા માતને;
ચાલ્યું ચિત્તડું ચુંવાળ માંહી, મળે ન માજી ત્યાંહી ખોળી
વળ્યું અંબા માતને—મનમ્હારૂં.

## હરિગીત સાખી.

મન માનતું નથી માહ્યરૂં, અંબા વિના નહિ ચિત્ત ઠરે;
ઢુંઢી વળ્યું અવનિં બધી, દિલગીર થઇ ચિંતા કરે;
કયા જઇ ખોળી કાઢી માડી દિલાસો લેઇને નમું હું મા—તને;
નિજ અંતરનું ધામ, માજી તણો મુકામ, ચુકી ભમ્યો
સર્વઠામ, ભુલી વાતને—મનમ્હારૂ.

શક્તિ સકળ વ્યાપી રહી, તન મન માંહી ઇશ્વરી;
તે વાતને ભુલી જઈ, મન દોડયું કયાં ભુવનેશ્વરી;
બાળ અંકમાં લીધેલ, ચિત્ત જેનું ભમેલ, ખોળે બાળને
ફરેલ મન મા—તને;
ઠરી ઠામ બેઠું મન, આવ્યું જ્ઞાન જયારે તન, ખુલી ગયાં
છે લોચન, ભુલ્યો જાતને—મનમારૂં.

જાત ભુલી વાત ભુલા, શક્તિમાં સમાઇ ગયો;
તવ શાન્તતા પસરી ગઇ, સૂરદેહ શક્તિથી થયો;
અંત સમયનું ઠામ, દેશે મોક્ષ તણું ધામ, એવું અંબિકાનું
નામ, રટું મા-તને;
અન્ય વાતને ભુલી જઇ, સાક્ષાતને સોડે લઇને; ખોળી
આરાસુર શ્રી તને-મનમારૂં.
આરાસુરે વસી શક્તિ અંબા, માત વિણા ધારિણી;
સહુ ભકત નિર્મળ મનકરણ, કષ્ટો સકળ વિડારિણી;
ચુનિલાલ ભજે માત, જાણી શકિત તણી વાત, ચુકુ નહિ
કદિ માત સાક્ષાતને;
કરો કૃપા દ્દષ્ઠિ માજી, નામ જપે થઇ રાજી, સુધારોને
મા'રી બાજી, કાપી પાતને-મનમારૂં.

રાગ-ગિરિધારીરે વાત કહું તે વિચારો.

જય અંબારે, આરાસુર પટરાણી, તુંને વિશ્વ સકળમાં વખાણી;
ગુણ ગાતારે, ભકતજનો સુર તાણી, ધન્ય ધન્ય હે ત્રિશુળ પાણી.
ઝુલ-આરાસુરમાં વાસ તમારોરે, સેવક જન કાર્ય સુધારોરે;
-સુણી અરજને માજી સ્વીકારોરે;
બ્રહ્માણીરે બ્રહ્મ સકળમાં શાણી, વ્યાપી રહી નિર્મળ વાણી;
મંમાયારે, મહેર તમે મન આણી, જય જય આરાસુરરાણી.
વદે વેદ વિરંચી વિધાતારે, સૂર સનકાદિક ગુણગાતારે;
જેથી થઇ રહી સુખ શાતારે;
વાઘેશ્વરીરે વાઘે ચઢયાં અસોંતાણી, તુંને વિશ્વ સકળમાં વખાણી.

મહિષ મર્દિયોરે, દુષ્ટ દાનવને જાણી. જયજય આરાસુરરાણી.
માજી ચાચર ચૉક સુખાળોરે, મુખ કાન્તિનો ઘાટ રૂપાળોરે;
ભવાબ્ધિ તણાં પાતક ટાળોરે;
લાગે સુખમય રે શાન્ત સ્વરૂપ કલ્યાણી, સ્હાંય કરો મા
બાળક જાણી;
નૃત્ય વાદ્યથીરે, ગીત ગાઉં પ્રેમ આણી, જય જય આરાસુરરાણી.



## રાગ ધનાશ્રી-પ્યારા પ્રભુ વિનવું.

જગ માજી પાય પડી, સ્હાય માગું ઘડીઘડી. જગમાજી૦
આદ્યેશ્વરીની કરૂણા થાયે, ભવાબ્ધિથી તુજ નામે તરાયે;
આવ્યો ચૉક ચઢી–સ્હાય૦
યદુરામને મ્હેર કરીને, સંકટ સમયે કષ્ટ હરીને;
ઉપાધિ ન નડી. સ્હાય૦
વિમળ વણિકને કરૂણા કીધી, અષ્ટ સિદ્ધિ નવનિધ તેં દીધી;
ભાગીમા ભુખડી.[1] સ્હાય૦
વેંવારીઆનાં વહાણને તારી, ભરસાગરથી પાર ઉતારી;
ત્રિશુળ કર પકડી. સ્હાય૦
સુર તણાં મા કાર્યો કીધાં, દૈત્ય રૂધિર હૃદયે ચઢી પીધાં;
ચંડમુંડ જકડી.[2] સ્હાય.
તેવી રીતે કૃત કલ્યાણી, દાસને દેજ્યો અમૃત વાણી;
નામ્યો ચર્ણે અડી. સ્હાય.
લાલ સ્હાય માગે મા તારી, દેજ્યો ભવ જળથી ઉતારી;
મેરી તું લકડી.[3] સ્હાય.

૧ ભુખ (તૃષ્ણા) ૨ કરડી (સજજડ દબાવી) ૩ લાકડી.

રાગ-ગજલ ( કવ્હાલી ) ઇર્ષાખોરને અર્પણ !

સરવમાં શકિત શ્રી અંબા, ચરાચર વ્યાપી જગદંબા;
નમન કરો કર કરી લંબા, દયાળી દાસની અંબા. સરવમાં.
કરી પરિક્રમણ[1] પાયપડું, સુશોભિત ન્યાળીયું મુખડું;
તનયનું[2] ટાળીયું દુઃખડું, જેથી હું પાલવો[3] પકડું. સરવમાં.
ચાલી હું આવીઓ પારે, નહિ સંકટ લગારે;
પળાયો તુજ આધારે, આપીઆ લાવ[4] અપારે. સરવમાં.
મળ્યા સહુ સ્નેહી મંડળના, વિયોગી[5] અન્યસ્થળ સ્થળના;[6]
છોડીઆ ફંદ[7] છળ બળના, હિસાબો દેઇ પળપળના. સરવમાં.
હુંડી મા નામની લાવ્યો, લઇ મા દ્વારમાં આવ્યો;
ગયો નહિ કોઇથી વાહ્યો,[8] કૃપાળી કર તમ સ્હાયો. સરવમાં.
માનુજો[9] જાત ઇર્ષાળી, કૃપાની દૃષ્ટિને ભાળી;
મૂકે હસ્તો મગજવાળી, નિઃસાસો દેઇ કૃપાળી. સરવમાં.
ભજે જે માતને ભાવે, સદા સુખીઓ બહુ થાવે,
વિચારે ઈર્ષા નવ આવે, ભવોભવ સુખમાં જાવે. સરવમાં.
સુખી છે માતના ભકતો, શકિતથી છે તે સશકતો;
અફળ નહિ જાય સુવખતો, હૃદય ચુનિએ ધર્યો તખતો. સરવમાં.



નવિન તરજ રાગ-ઓધવજીરે સંદેશો કહેજો...શ્યામને-ઉપરથી.

શ્રી ભકતોરે, સંદેશો કહેજો મા...તને, સુખચેનેરે, તુજ બાળ
કુટુમ્બની જા....તને, શ્રીભકતો.

---

૧ પ્રદક્ષિણા. ૨ પુત્ર. ૩. પાલવ ( છેડો ) ૪ લાભ. ૫. છુટા પડેલા. ૬ જુદા જુદા ઠેકાણાના ૭ ફેલ. ૮ છેતરાયો. ૯ મનુષ્યો.

## હરિગીત—સાખી.

તમ કૃપા બળથી સુખી તનડું, ભકત સુખ ચેનમાં;[1]
જેવી દયા છે આપની, વિશેષ રાખો નેન[2] માં.
તુજ કવનેરે[3] મુજ મન મોહ્યું નહિ વા....તને; ગુણ કથવારે,[4]
—નહિ શકિત રહી સાક્ષા...તને. શ્રીભકતો.
હશે બાળ પરે કૃપા તો, આવે શ્રાવણ માસમાં;
નહિ તો કૃપા યાચુંછુ[5] તોરી, હૃદય રાખો વાસમાં.
મારે માતજીરે તમે ભ્રાત,[6] ભગિનીને[7] તા....[8]તને; છો ભગ-
વતીરે, ભવતારણ ભજુ દિન-રા....તને. શ્રીભકતો.
સુખમય સ્વરૂપિણી, શાન્ત શકિત સર્વસ્થળ તુજ વાસ છે;
હૃદયે હૃદય અળગાં નહિ કર, ભકતની એ આશ છે.
નર નટપુરરે, રહી કહાવે કહેણ શ્રીમા....તને; સ્વીકારીરે, ગુણ-
કારી કાપો પા...તને. શ્રીભકતો.



### રાગ—દીનના દયાળ રામ તોરે શરણ આવું.

દીનની દયાળ માત તોરે શરણ આવું, તોરે શરણ આવું માત
ભક્તિથી ગુણ ગાવું—દીન.
બ્રહ્મા, વિષ્ણુ રૂદ્ર મુનિ આદિ ગુણ ગાએ, ચમત્કાર ભાળી
માત દર્શને દુઃખ જાએ.—દીન.
નાગર અને બ્રહ્મ ભકત નાચે તુજ આગે, જેમ માત આગે-
બાળ લાડે પાય લાગે—દીન.

---

૧ મઝામાં. ૨ આંખમાં. ૩ કવિતા (ગીત) ૪ કહેવા. ૫ માગું. ૬ ભાઇ. ૭ બ્હેન. ૮ બાપ.

વિરહ માતૃ ભક્તિ તણો લાજ મૂકી લાગ્યો, શુદ્ધ મતિ દેઇ
માત ભીડ ભય ભાગ્યો—દીન.
બાળ ગણી માત ભણી વદે નમ્ર વાણી, દાસની દયાળ માજી
કષ્ટ હરો રાણી.—દીન.
કામ ક્રોધ લોભ મોહ મત્સરે કુટાયો, જાળથી બચાવો દુષ્ટ-
બુદ્ધિથી લુંટાયા.—દીન.
યાચે દીનબાળ ઘણાં આળથી ગુંથાયો, કંટકો નિવારી આઇ
કરો છત્ર છાયો.—દીન.
ધન્ય ધન્ય આરાસુરી માત મા દયાળી, મ્હેર કરી ભકત પરે
અંબિકા કૃપાળી. દીન.



રાગ.—સાહેબા સલુણા નાની નણદલના વા...રા.

આરાસુરી અલબેલડી....મા અંબા; આવું હું તુજ પાસે કર
કર—લંબા;
વ્હાલ ધરીને માજી, લાલ કરોને રાજી, સુધારવાને બાજી;
સ્હાઓ મુજ મૈયા, સુધારવાને બા....જી સ્હાઓ.
પાપ પુંજ હારણ; તારણ, કારણ ઝટ ધાયો;
વ્હાર કરોને આઇ, નમું પાલવ સ્હાઇ, શાન્તિ દેજયો સદાઇ
માત જગદંબિકા શાન્તિ દેજયો ને મા....સદાઇ.
પાળ બાળ ટાળ દુઃખ કાળનું....રે, માઇ મોક્ષ પદ દેઇ દાસ તારો;
માળ ગ્રહી દર્શન મેં કીધાં....રે કૃપાળનાં, ભગવતી ભવભીડ
હા....રો;
ઝાઝું શું અંબા માઇ પાસે માગી લઇએ, ભાકત રસ પીને
તમ દાસ થઇ રહીએ, કર—સ્હાય.—આરાસુરી.

**રાગ.—ભજભજ તું ભજીલે સીતારામને મન ભજ તું ભાવે.**

ભજ ભજ તું ભજી લે અંબા નામને, જન ભજ તું ભાવે;
સજ સજતું સજી લે શ્રી સુખધામ, જન્મ મરણ દુઃખ જાવે. ભજ.
શાન્ત—સ્વરૂપ—ધારી, મંડપની શોભા સારી; ( ૨ )
કરી મા—વાઘે સ્વારી, દર્શને સંકટ નવ આવે.—ભજ.
ભક્તિથી સુખીઆ થાઓ, ભક્તમાં નામ ગણાવો; ( ૨ )
લઇ લ્યો અમુલ્ય લ્હાવો, આવો દિન ફરી નહિ આવે.—ભજ.
મનુષ્યા દેહ મોંઘો જાણી, ભજને તું શક્તિ પ્રાણી; ( ૨ )
સહાયક આરાસુર રાણી, પ્રેમથી કૃપાને લાવે.—ભજ.
રાખે સુખ માંહી માતા, રિદ્ધિ સિદ્ધિની દાતા; ( ૨ )
છે તે જગની વિધાતા, શ્યામમા-ભવ સુખે પળાવે.—ભજ.
શાન્તિ દેશે જગરાયા, અકળીત છે તેની માયા; ( ૨ )
ચુનિના કરને સ્હાયા, માતજીએ પ્રેમ પુરાવે.—ભજ.
નડીઆદે દાસ રહે છે, શ્રી ગુણનું ગાન કહે છે; ( ૨ )
શુભ આશિષ માગી લહે, જગદંબની ભજવાને ભાવે.—ભજ.

---

**રાગ.—પહેરી ચોળી લટકા મટકા કરતાં આવ્યાં.**

આઇ....અંબા આરાસુરની....પટરાણી, નમન કરે જગ્તજનો
જોડી પાણી;
તુજને વિશ્વે વખાણી, જયજય હે ત્રિશુળ પાણી.—આઇ.
આરાસુર વાસ તમારો, જન ભવ તરવાનો આરો;
તારો મા દાસ તાર્‍યો, મેં ગાયાં, તમારાં, પદ ભાવેરે શ્રી
શાણી.—આઇ.

મુક્તા ફૂળ સમ તુજ વાણી; વીણું મા ભક્તિ આણી;
દયાળી દાસને જાણી, દર્શન દ્યો પ્રેમ પિછાણી;
બોલો મા, દીલ ખોલો, આ બાળો, ઓશિઆળો,
દુઃખાળો દીન જાણી.—આઇ.

આધારે તુજ હું આવ્યો, પટ પાલવ મા' તુજ સ્હાયો;
શ્રી નામ તણો તરસાયો, ભવજાળની માંહી ભરાયો,
કાઢોમા બહાર કાઢો, હું તા'રો, બાળ પ્યારો, સુધારો, હે
બ્રહ્માણી—આઇ.

---

## ઇંગ્રેજી ડેન્સનાચની—તાલ. દાદરો.

ગર કદર થઇને ચાલો રૂડા ચાચરે આનંદથી મહાલવા.—ગર.
હુમ જાએ બલિહારી, તુંમ ચલો નરનારી, યેહી કષ્ટ હરનારી,
ઇનિપે મેં જાઊં વારી, રૂડા ચાચરે આનંદથી મહાલવારે....ગર.
**સાખી**—આનંદ આનંદ અવનિમાં, થઇ રહ્યો આણે ઠામ;
ભૂતળ ભવન તે ઠામથી નહિ ઉજવળ સુમુકામ.
ચાલોને ચાલોને, હર્ષથી મ્હાલોને, થઇ સુખાળો, ચાલો રૂડા
ચાચરે આનંદથી મહાલવારે...ગર.
મળવા શાન્તિને, દર્શાવા કાન્તિને, ટાળવા ભ્રાન્તિને,
અર્જતણી ¹વાન્તિ, બહાર કાઢી રૂડા ચાચરે આનંદથી મહા-
લવારે...ગર.

---

૧ ઉલટી ( મુખથી વાણી બહાર કાઢવી તે ).

## રાગ—સારંગ સાચો સાહેબ જગ કિરતાર.

સાચી સહાયક શ્રી જગમાત, તેને કોણ કરે ઉતપાત. સાચી.
ભક્તિ વશ ભવ તારિણી આઇ, સેવક સ્હાય કરેછે સદાઇ;(૨)
બાળતણી માત તાત, તેને કોણ કરે ઉતપા...ત. સાચી.
વિમળ ધેનુ ચરામણી આપી, સુવર્ણ જવથી શાન્તિ ન વ્યાપી; (૨)
યાચે લઇ મુલાકાત, તેને કોણ કરે ઉતપા....ત. સાચી.
દીનતણી દયાળી માતા, અંબા નામ તણા વાં'....વાતા; (૨)
વૈભવ દે સાક્ષાત, તેને કોણ કરે ઉતપા...ત. સાચી.
દહેરાં ત્રણસો સાઠ બનાવી, મા—થી સુકીર્ત્તિ જગમાં જમાવી(૨)
ગર્વથી કોપ્યાં માત, તેથી થઇ રહ્યો ત્યાં ઉતપાત.
ક્રોધાગ્નિ જ્વાળા ભભકારે, દહેરાં ભસ્મ થયાં તે વારે, (૨)
કરગરી કહી દીન વાત, ત્હારૂં નામ જપુ દિનરાત—સાચી.
ભક્તિ વશ ભગવતી ભવત્રાતા, જગદિશ્વરી ત્રિગુણાત્મકજાતા;(૨)
તવ શાન્તિ કરી માત, દહેરાં પાંચ બચ્યાં ભલી ભાત.સાચી.
દાખે દાસ દયાળી દાતા, પાઇ અમીરસ કર સુખશાતા; (૨)
તુજ વિણ નહિ સુખ થાત, આઇ અકળીત હે જગમાત. સાચી.



## રાજ્ય ગીત-ગરબો.

### રાગ-ચાલો ચાલોને હાંહાંરે (૨) સાહેલી સહુ આજ૦
### પાણી ભરવાને ( આરૂં સારૂં રે સુરત શહેર. )

ચાલો ચાલોને હાંહાંરે (૨) સાહેલી સહુ આજ જગદંબા ભજવા;
લીયો લીયોને હાંહાંરે (૨) કરમાળા સાથ દારિદ્રને તજવા.

વાઘેશ્વરી વરદાયિની માતા, દ્યો વર જ્યૉર્જ પિતાનેરે;
અવિચળ પદ પામીને પોતે, રાખે સુખી દુહિતાને. જગદંબા.
વિંમળને જેમ કરૂણા કીધી, તેવી રાખ્ય રાજનરે;
નિર્ભયતા અર્પીને માજી, સુખમાં રાખ્ય સજ્જન-જગદંબા૦
સ્મરાઙ્ગણે[1] જયધ્વનિ પ્રસરાવી, વ્હારે ધાઇ દયાળીરે;
ચંડમુંડને ચોળ્યા જેમ તેમ, ચોળો રિપુને કૃપાળી-જગદંબા૦
અખંડ ઇંગ્લીશ અમલ રાખવા, ધાઓ ખડ્ગ અસીતાણીરે;
જેમ સાગરથી વહાણુ તરાવા, દોડયાં ત્રિશુળ ધરી પાણી-જગદંબા૦
ભરતખંડ ભૂમિપર અવિચળ, શાન્તિ દ્યો જગરાયારે;
તમ બાળાની અરજ સ્વીકારી, જયોર્જ સુખી રાખ્ય કાયા-
જગદંબા૦
ભક્તિથી ભજીએ માત ભવાની, ભવભીડ હારણ ત્રાતારે;
અવિચળ સુખ અંગ્રેજ અમલનું, દ્યોને હે જગ માતા-જગદંબા૦
આરાધી અલબેલી અંબા, જેથી ગુણલા ગાયરે;
મહિષ મર્દિની મર્દનકરી રિપુ, આનંદ આપ સહાય-જગદંબા૦
અનળ ભભુકો[2] શાન્તિ કરવા, રહેમ નજર નીર છાંટોરે;
શાન્તિ શાન્તિ સારો ભૂપર, કાપી કુસંપનો કાંટો-જગદંબા૦
ઝળહળતી ચુની-લાલ લલાટે, નાકે મૌકિતક વાળીરે;
દામોદર તન સ્હાયને યાચે, નર નટપુર મતબાળી-જગદંબા૦



---

૧ (યુદ્ધ) યુરોપની ચાલતી લડાઇ. ૨ (યુદ્ધનો) અગ્નિ ભભુકો.

**શણગારનો ગરબો-રાગ દેવીરે દાતા અલબેલી અંબા.**

આરાસુરી અલબેલી અંબા, આવ્યો હું ચાલી ચાચરમાં રમવા.
આરાસુરી.
મુકુટ શિર સુવર્ણમય સારો, ઉંપર છત્ર ઘાટ અતિ ન્યારો;
દીઠો માજી ઝળ હળતો પારો.............આરાસુરી.
લલાટ માંહી ચાંદલીઓ શોભે, ટીલડીથી મન મારૂં લોભે;
વર્ણવતાં વાણી તહાં થોભે...............આરાસુરી.
નાસિકાએ મુક્તાફળ વાળી, જડિત નંગ મણિ માણેક ભાળી;
ફળા ફુલ કર્ણનાં નિહાળી...............આરાસુરી.
નખલી બુટ બાવડી રત્ન જડી, મોતીસેરોથી લટ ગુંથી વડી;
એરીંગ શોભા ન્યાળું હું ઘડી ઘડી..........આરાસુરી.
કંઠે ગજ મુક્તાફળનો હાર, ધર્યા શ્રીએ શોભિત શણગાર;
ગણિત કરતાં પામે નહિ પાર...............આરાસુરી.
બાજુબંધ બેરખી શોભાળી, તાસેલી બંગડી રૂપાળી;
આંગળીએ વીંટી ચુનીવાળી..................આરાસુરી.
પાયે તોડા ઝાંઝર ઝણકારે' અંગુઠીઓ ફુલ તણી હારે;
ઘુઘરીઓના ગુચ્છનો ચમકારે...............આરાસુરી
અંબોડાની શોભા ગયો ચુકી, ચાક ખોસ્યો ઘુઘરીઓ મૂકી;
સમીર લ્હેરે કેશ-લતા ફરૂકી ...................આરાસુરી.
દેખી કેશ શેષ અતિ લાજે, પાતાળે પરવરી બિરાજે;
કસુંબલ સાડી રૂડી છાજે............................આરાસુરી.
ઘાઘર પટે ઘુઘરીઓ લટકે, જર કસી ઝગે પાલવ પટકે;

કંચુકીની કસો નહિ સટકે.........................આરાસુરી.
વર્ણવતાં શોભા જાઉં હારી, માજી તમ છબીની બલીહારી;
ચુનિલાલ સ્હાય માગે ત્હારી...................આરાસુરી.
બાળો દાસ જાણીને તાપ સહુ,સ્વીકારવા અરજ હું માગીલહુ;
ભક્તો ભાળી આશિષ યાચે બહુ.............આરાસુરી.
ભુલચુક બાળની માફ કરો; દયાળીમા દીલ નહિ તે ધરો;
સદા દાસ પંડિત સુખીઓ કરો....................આરાસુરી.



રાગ-વાગેશ્વરીના સુર તાલ. દાદરો (રૂચીકર)

આજે આનંદ આનંદે છવાઈ રહ્યો, છવાઇ રહ્યો મન-
ભાવી ગયો. આજે.
દેખી સુરત મુરત શ્યામ માતની મેં ભાવે, ભક્ત-
ભાવ લાવી ગુણ ગર્જી પ્રેમે ગાવે;
પ્રેમામૃત પાન કરી સુખીઓ થયો—આજે.
**સાખી**-પ્રાણપ્રહર પ્રફુલિત પળે, ઘટ ઘટ વ્યાપ્યાં માત;
ઉર ઉજ્વળ ઉત્તમ ઉગ્યો, જાણે ભાણ પ્રભાત;
ઝગ ઝગ જ્યોત પ્રકાશતી, અંતર આનંદ ધામ;
પાતક નાસે પીડથી, નહિ રહેવાનું ઠામ.
ગયું પાતકને હૃદય માત વાસ ઉદ્દભવ્યો—આજે.
કરી મ્હેર પ્રબળ જ્યોત મા ભાવે ભક્ત ભાળી, દાસ
દીન વિનતી સ્વીકારીને—કૃપાળી;
નટપુર બાળે મુખે અંબાને ગ્રહ્યો—આજે.



રાગ. કાનુડા તા'રી કામણ કરનારી વ્રિજમાં વાંસલડી વાગીનો.

વિમળા તુજ વાણી વિમળ મન કરનારી, સુણી આરાસુર
ગિરીમાંહી;
ત્રિપુરા ત્રિપુરારિ ત્રિભુવન હીતકારી, તર્યા તુજતારક કરગ્રાહી,
બની ઘહેલો, હું ઉભેલો, (૨)ભમ્યો આરાસુર ગિરીમાંહી. વિમળા.
જગદંબ કદંબ ગ્રહી તુજ પાયપડે ખોળી ગબ્બર માંહી;
છો શાણી, મૃદુવાણી, (૨)સુણી ટળ્યા તાપ સકળ ત્યાંહી. વિમળા.



રાગ-વેરાવળ (પ્રભાત) (પઢોરે પોપટ રાજા રામના.)

જાગોને મા અલબેલડી, વહાણું આજનું વાયું;
તિમિર[1] તણાયું તેજથી, કુકડે બહુચરી ગાયું. જાગોને.
મોર પપૈયા ટહુકતા, ધરતા પંથીઓ ધ્યાન;
પોપટ રામ ઉચ્ચારતા, કરે ગાયક[2] ગાન. જાગોને.
વિદ્યાર્થી વિદ્યા ભણે, વદે વેદીઆ વાણી;
મુલ્લાંજી બાંગ પોકારતા, લાંબા સાદને તાણી. જાગોને.
દેવમંદિર નરનારીઓ, પળે પાતક પળવા;
ધોબીઓ ઘાટપરે[3] કરે, રામ-શ્રમને[4] ટળવા. જાગોને.
ભોર[5] ભયો[6] માજી ભાણુથી,[7] આવ્યા સેવક દ્વારે;
દર્શન કરવા પ્રિતથી, અંબા નામ ઉચ્ચારે. જાગોને.

---

૧ અંધારૂં. ૨ ગવૈયા. ૩ પાણીના કિનારા ૪ મહેનત ન જણાવાને (થાક મટાડવા રામનું નામ દે છે. ભજવા નહિ.) ૫ સવાર ૬ થયું. ૭ સૂર્યોદય થવાથી.

આવીઓ બાળ ઊમંગથી, ભાવે ભવાની ભજવા.
નટપુર નર નમે નામને, શુભ કાર્યને સજવા. જાગોને.

---

રાગ. હોરી. તાલ—દીપચંદી.

અંબા મા ખેલત હોરી, ફાગન કે દિન આયે.
ખેલત હોરી, માતમાયાળી, પહેની કસુંબલ સારી.[1] (૨) હેરી હેરી માજી.
ઉડત અબિલ ગુલાલ અંગનપે,[2] (૨) મારત શ્રી-પિચકારી;
બસંતકી બની બલિહારી.— .... ફાગનકે.
બહુચર કાળી, ખેલત હોરી, આવત તુલજા ભવાની; (૨)
ગાવત ફાગ સખી સબ મીલકે, (૨) બોલત પ્રેમ પિછાની;
આનંદકી ધુંમ મચાની..... .... .... ફાગનકે.
રંગ રાગ આનંદભયો[3] અબ, બાજત ખંજરી સારી; (૨) "
ઝાંઝ મૃદંગ ઓર ઢોલક બાજે, (૨) ચાચર ચૉકમાં ભારી;
અંબા તુ-પે[4] જાઊમેં વારી..... .... ....ફાગનકે.
નટપુર નગ્રકા બાલક આયે, શ્રાવન દિન સુખાલે; (૨) "
લાલન પાલન કરકે માજી, (૨) દે આશિષ દયાલે;
ચુનિલાલ તોરી કૃપા—લે. ફાગનકે.

---

૧ સાડી. ૨ શરીર ઉપર. ૩ થયો. ૪ તારા ઉપર.

**રાગ-ઝુલણા છંદની જાત. રાગ-પ્રભાત પ્રભાતના પહોરમાં દીઠા ડાકોરમાં.**

પ્રભાતમાં પ્રેમથી માતને પુજતાં,અવનવો[1] આજ આનંદ આપે;
સમરી જગ[2] તાતને, ભજીને શ્રીમાતને,[3] અંબા જાપો[4] થકી કષ્ટ કાપે. ૧
જાગતી જ્યોત ઉદ્યોત[5] આ અવનિમાં,[6] (૨) નિરખતાં હર્ષથી શાન્તિ દે છે,
પ્રેમ પ્રકાશતો બાળના ઉપરે, મળસકે રાગ પ્રભાત કહે છે. ૨
બાળ સંભાળવા અતિશય પ્રેમથી, (૨) રહેમથી નાંખતી નજર[7] ઠારી;
બોધ સુદઇને[8] પાત[9] હરી લેઇને,ભકતની ભાવનાને[10] વિચારી.૩
પ્રબળ પ્રતિભા[11] બની, શકિત સાંચી ગણી, (૨) ભગવતી ભાવથી પાય લાગું;
દોને આશિષ નમોં શિષ તુજ ચરણમાં, લાલ આળોટતો સહાય માગું. ૪
અગણિતકાર્ય, અનિવાર્ય,[12] ભકતોતણાં, (૨) કીધાં જગદંબિકા દાસ જાણી;
બાળ ચુનિલાલ, ધરી વ્હાલથી સેવતો, માત આરાસુરી ત્રિશુળપાણી[13]. ૫



---

૧ નવાઇ જેવો. ૨ જગન્નાથ. (પ્રભુ) ૩ અંબિકાજી. ૪ ભજનો. ૫ પૂર્ણ પ્રકાશવાળો સૂર્ય. ૬ સૃષ્ટિ, દુનિઆ ૭ શાન્તિ ભરી દૃષ્ટિ. ૮ સદ્બોધ. ૯ પાપ. ૧૦ ઇચ્છા, મરજી. ૧૧ પ્રભાવ. ૧૨ ન થઇ શકે તેવાં. ૧૩ (હાથ) ત્રિશુળ છે હાથમાં જેના તેવાં શ્રી માતાજી.

**રાગ. અરે કોઈ આવો પીયાને મનાવો. [ સંકટનો ].**

અરે આઈ વ્હારે ધાઇને બચાવો, (૨) અરેમાઈ વ્હારે ધાઇને.
બચાવો રીબાવો નહિ, વ્હારે ધાઇને બચાવો.—અરેઆઇ.
**સાખી**-વ્હારે ધાઓ વિમળા, કરગ્રહીમેં કરતાળ;
વાઘેશ્વરી વરદાયિની, વરદો ગણી તુજ બાળ,
શાન્તિ પ્રસારો, પ્રેમ વધારો, (૨) વ્હાલો પારોમા-તુજતણો
અરે.
**સાખી**-સંકટ આઇ નિવારવા, વ્યાઘ્ર સ્વારી કરો માત;
તુજ બાળકની વિનતી, ગ્રહી હરો મુજ પાત,
દીન દયાળી, મા મતબાળી, (૨) ન્યાળી લાલ નમે તુજપાય.
અરે.
**સાખી**-દીન દાસ તુજ નામને, આધારે મા પળાય;
લીલા ચુંનિલાલથી, જગદંબા ના કળાય..... ....
ધાઇને વ્હારે, આશરે ત્હારે, (૨) પારે પંડિત પાયવડે.—અરે.

---

**રાગ. ગરબી.-પાવાનીરે પાદશાહરે હો પીંપરવાળી
મા પાવાની પાદશાહ.**

આરાસુરની રાજરેહો, ગબ્બર વાળી મા. આરાસુરની રાજ.
આરાસુર સોહામણોરે, ગબ્બર કીધો માયે વાસરેહો.ગબ્બરવાળી.
શ્રાવણ માસે તુજ ભક્તો આવે, પુષ્પ પુજાપો સુગંધી લાવે;
અંબા તણે મન ભાવેરે હો. ... ગબ્બર વાળી મા.
વાંઝીયાને મા પુત્રજ આપો, નિર્ધનીઆ ધની કરીને થાપો;
જાણીને બાળ બળાપોરે હો.— —ગબ્બરવાળી મા.

નવે ખંડમાં નામ તમારૂં મા, જાપ જપે જન નામ તું પ્યારૂં;
અન્ય લાગે અકારૂરે હો.— —ગબ્બરવાળી મા.
કામી ક્રોધી લોભી ઘણો મા, જેવો તેવો દાસ તમ તણો મા;
દાસાનુદાસ મને ગણોરે હો.— ગબ્બરવાળી મા
બાળ તણી પ્રતિપાળ માજી, દુષ્ટજનો છોડે પતરાજી;
દર્શનથી થઇ રાજીરે હો.— —ગબ્બરવાળી મા.
દાસ ચુનિલાલ આશરે તારે, તુજ તારીને ભવસિંધુ ઉતારે;
ધાઇને બાળની વ્હારે રે હો.— ગબ્બરવાળી મા.

રાગ. દુઃખનો પાર હું પામ્યો નહિ. તાલ-દીપચંદી.
( કલ્યાણ. )

દુઃખની અવધિ હું પામ્યો નહિ, (૨) વેરણુ વિધાતા મ્હારી.
થઇ. દુઃખની.

જ્યાંત્યાં ભટકું દર્દ મટે નહિ, (૨) વાધે પીડ તન તને...સહી.
દુઃખની.

આસ્થા રાખી તુજ પર માજી, (૨) વૈદ્ય ગણી તુજનામ....
લહી.—દુઃખની.

દર્દ મટ્યું તુજ ચર્ણ કમળથી, (૨) પાદુકા પુજા હ્રદયે....
રહી.—દુઃખની.

અંબા ઔષધ લેજો ભાઇ, (૨) દર્દ ટળે મળે સુખ...
અહિ.—દુઃખની.

શાન્તિ સારો હે જગદંબા, (૨) બાળ ચુનિલાલે વાણી...
કહી.—દુઃખની.

રાગ. કેરબો-તરકારી લેલ્યો આવી માલનીયા બિકાનેરસે.

અલબેલી અંબા, આરાસુર મધ્યમાં બિરાજતાં;
આદ્ય જગદંબા, ગબ્બર ગોખ માંહી છાજતાં.—
અલબેલીઅંબા.

આરાસુર અંબાજીરાજે, બહુચરમા ચુંવાળ; (૨)
કાળીગઢ પાવે પરવરીયાં, ભકતતણાં પ્રતિપાળરે.—
અલબેલીઅંબા.

શ્રાવણ સંઘે રમવા રંગે, આવ્યા નટપુર ભકત; (૨)
કરૂણાળી કરૂણાકર અંબા, કરીને સશકતરે.—
અલબેલીઅંબા.

બ્રહ્માણી બ્રહ્માંડે વ્યાપી, નટપુર કીધો વાસ; (૨)
પ્રતિવર્ષ શ્રાવણમાં તેડા, મોટી તારી આશરે.—
અલબેલીઅંબા.

અરજ સ્વીકારી ચુનિલાલની, જાણીને તમ દાસ; (૨)
અવિચળ પદ અર્પીને આઇ, હરનિશ રાખો પાસરે.—
અલબેલીઅંબા.



રાગ. ભેરવી. અરે બ્હેની મ્હારી ધીરજ મન ધારો.
તાલ દાદરો.

અરે અંબે માજી—અરજી ઉર ધારો;
અરજી ઉરધારો, અરજી ઉરધારો, ધારો, ધારો,—અરે અંબેમાજી.
કામી ક્રોધી લોભી ઘણોમા, (૨) કુબુદ્ધિ મારી નિવારો,—
નિવારો, નિવારો.—અરે અંબેમાજી.

વાંક કરે બાળ મને ન લાવો; (૨) સેવક કાર્ય સુધારો,
સુધારો, સુધારો.—અરે અંબેમાજી.
કાલો ઘહેલો પણ તુજ તણોમા, (૨) ભવાબ્ધિ પાર ઉતારો,
ઉતારો, ઉતારો.—અરે અંબેમાજી.
અચળેશ્વરી અચળ પદ દાતા, (૨) યાચે છે બાળ તમારો,
તમારો, તમારો.—અરે અંબેમાજી.
દાસ ચુનિલાલ પ્રેમને યાચે, તુજવિણ નહિ અન્યઆરો, આરો,
આરો.—અરે અંબેમાજી.

---

રાગ. છેડોમા'રો છોડોને સાવરીયા.

આરાસુરે આગારાધુ જગદંબા, આરાસુરે આરાધુ જગદંબા,
નમન કરૂં કરીને કર લં...બા.— આરાસુરે.
પુજન પાવડી કરીને રાચુ, અન્ય સરવ લાગે છે કાચુ.
માટે હું આચર આવુંછું રમ....વા.— આરાસુરે.
માત તાત ભગિનીને સહોદર, સ્વારથે પૂર્ણ ભરેછે ઉદર;
નિઃસ્વાર્થે ભોજન દીઓને જમ....વા.— આરાસુરે.
પાન પયોધરનું મા કરાવી, જ્ઞાનામૃત મિષ્ટાન ધરાવી;
બાળને તૃપ્તિ દીધીમા અં....બા.— આરાસુરે.
બાળ ચુનિલાલ ચેટકેચળીયો, ભ્રાન્તિભાગી ભવ બંધને ટળીયો;
શાન્તિ દીધી પ્રેમે દુઃખને શમ...વા.— આરાસુરે.

---

શ્રી માતાજીનો થાળ રાગ. જળ ભરવા હું ગઇતીરે.

મારી મઢુલી પાવનરે, કરો માજી પ્રીતે;
ભાવે ભોડકું પીરસીરે, જમાડું શુભ રીતે.

રત્ન જડીત્ર પાટલોરે, ઢાળ્યો મા ભાવ ધરી;
હીમ થાળને કટોરોરે, શોભિત ધર્યો ચિત્રે કરી.
શુભ શીરો સોજીનોરે, મેંદા પુરીઓ સાથે;
લચપચતા લાડુરે, બન્યા બાળના હાથે.
મેવા મિઠાઇ સાથેરે, સુશોભિત થાળ ધરૂં;
પાંચ પકવાન પીરસુંરે; પય પાત્ર સાથે ભરૂં.
વાલ વટાણા વાલોળરે, કઠોળો તેલે ભર્યા;
વડી વંતાક સાથે રે, પાક રૂડી રીતે કર્યા.
શાક જાતો ઘણીરીરે, ગણ્યે જાઉં હું હારી;
ભજીઆં પણ ભાવથીરે, જમો મા સુખકારી.
ચટણીનો ચટાકોરે, ચાખો ચંડિકા માજી;
કઢી કઢેલી તાજીરે, વઘારી છે બહુ ભાજી.
રાઇતાં ને અથાણાંરે, મુરબ્બો મોહ ભર્યા;
પાપડ ને પોળીરે, ખીર દૂધપાક ધર્યો.
સેવ સર્કરા મગદળરે, સાથે ઘ્રત પ્યાલો મૂકયો;
માગી લેજોને માજીરે, પીરસતાં ચીજ ચુકયો.
કુર કમોદ કરીઓરે, જમો મા જુક્તિથી;
સર્વ સાહિત્ય સાથેરે, ગોઠવીયું યુક્તિથી.
જોઇએ તે જુગતેરે, માજી માગી લેજો;
પીરસું મા પ્રીતેરે, ખારૂં ખાટું કહેજો.
જળ પાત્રમાં ઝારીરે, ભરી ગંગા જળથી;
પાન કરવાને પ્રિતેરે, લાવું હું ઉતાવળથી.

સાથે તાંબુલ બીડીરે. સોપારી ચુરી કરી;
એલચીને ફોલીરે, આપુંછું પ્રેમ ધરી.
ખામી ખોડની માફીરે, રસોઇમાં રહી જતી;
બક્ષો બાળને માજીરે, ભક્તિયોને ભગવતી.
જેથી ભજુ હું ભાવેરે, ભવાની ભક્તિ થકી;
દાસ દારિદ્ર હરજોરે, આશા મુને તા'રી નક્કી.
ગુણ ગાઉં ગાયત્રીરે, વ્હાલ ધરો બાઘેશ્વરી;
ચુનિલાલની વિનતિરે, સ્વીકારો મા ઉરધરી.



## શ્રી જગદંબાની બાર માસની આરતિ.

જય અંબે આઇ મા, જય અંબે આઇ, પુજે દાસ સદાઇ (૨)
કરજો સુખસાઇ— જય અંબે આઇ.
કાર્તિકે કલ્યાણીમા, કરવા સત્કર્મો....મા;.... (૨)
ભાવભક્તિથી દેજયો. (૨) ઉત્તમ અમધર્મો.—જયઅંબેઆઇ.
માગશિરે મતબાળી માયાળી, શાન્ત સ્વરૂપ ધારી....મા; (૨)
બેઠાં ગોખ નિહાળું, (૨) તમપર જાઉં વારી.—જયઅંબેઆઇ.
પોષે પૂર્ણકળાથી પ્રકાશિત, શશીસમ મુખ શોભે....મા; (૨)
પ્રિતિ વધે મા'તમપર, (૨) દુષ્ટ મતિ થોભે.--જયઅંબેઆઇ.
માઘે ચઢીને વાઘે, મહામાયા મહાલ્યાં....મા;— (૨)
ભાવે ભગિનીને મળવા,(૨) સહુચરી લઇ ચાલ્યાં.—જયઅંબેઆઇ.
ફાગણે ફણીધર નાગ, છાયા કરી હાલે...મા; (૨)
નૃત્ય કરે તમ આગે,(૨) અતિશય ધરી વ્હાલે.—જયઅંબેઆઇ.
ચૈત્રે ચારિત્ર ગાવા, આવે જન ટોળે....મા; (૨)

ચિંતા ચિત્તની વિસારી,(૨) બેસે તમ ખોળે—જયઅંબેઆઇ.
વૈશાખે વૈરાટ રૂપ ધરીમા; હણીઓ મહિષ અરિ...મા; (૨)
ક્રોધ કરીને માજી, (૨) રૂધિર નેત્ર કરી.—જયઅંબેઆઈ.
જેષ્ટે શ્રેષ્ટ બની મહાકાળી, અસુર નાશ કરી....મા; (૨)
જય અંબા પોકારે, (૨) દેવો પ્રેમ ધરી.—જયઅંબેઆઈ.
અષાડે અર્બુદા માતા, આબુથી આવ્યાં...મા; (૨)
મંમાયાને મળવા, (૨) પ્રેમ અતિ લાગ્યાં.—જયઅંબેઆઈ.
શ્રાવણે શ્રવણુ તમારૂં, હરનિશ ચિત્ત થાએ....મા; (૨)
પ્રેમથી પાસે આવ્યો,(૨) લાગી તુજ પાયે—જયઅંબેઆઇ.
ભાદરવે ભરપુર, ચિત્ત ચિંતા પેઠી...મા; (૨)
માતથી છુટા પડતાં, (૨) મુજમતિ દુર બેઠી.—જયઅંબેઆઇ.
આશ્વિને આરાસુરીમા અંબા, નવરાત્રી રંગે....મા; (૨)
ગાયે ગરબા સંગે, (૨) સખીઓ ઉમંગે.—જયઅંબેઆઇ.
દ્વાદશ માસો ગાયા, મુંઢમતિ દાસે...મા; (૨)
શાન્તિ આપી સદાયે, (૨) દેઇ અવિચળવાસે.—જયઅંબેઆઇ.
ચુંવાળેથી આવ્યાં, બહુચર બિરદાળી....મા; (૨)
નિર્ગુણ શ્રી બ્રહ્માણી, (૨) સાથે મહાકાળી.—જયઅંબેઆઇ.
લાડતી સુસ્નેહે, લક્ષ્મીજી આવ્યાં....મા; (૨)
લઘુવત્સો પર પ્રિતિ, (૨) અજાવડી લાવ્યાં.—જયઅંબેઆઇ.
ભાવ ભક્તિથી આરતિ, જે કોઇ ગાશે...મા; (૨)
પાંડિત પંડે વંદે, (૨) મોક્ષ ગતિ થાશે.—જયઅંબેઆઇ.

સમાપ્ત.

## શ્રી જગદંબાના શુભકાર્યમાં વધુ રકમની મદદ આપનારનાં મુબારક નામોનું લીસ્ટ ( રકમના અનુક્રમે )

રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા મેનેજર—ભારતજીવન અને સસ્તી-વાર્તામાળા—મુંબઇ અને અમદાવાદ.

૧ રા. રા. તલાટી—ફુલશંકર કરૂણાશંકર પંડયા તેજગઢ તા. છોટાઉદેપુર.

૨ ,, ડોક્ટર ઉમીઆશંકર પ્રભાશંકર હાલ પેટલાદ.

,, ગોર છોટાલાલ બાપુજી ટીન પતરાના વેપારી પેટલાદ.

,, શાહ. હરિલાલ પુરૂષોતમદાસ વીરસદ તા. બોરસદ.

,, વૈદ્યરાજ જટાશંકર હરિશંકર ભટ્ટ ,, ,,

,, શાહ. અંબાલાલ ગિરધરદાસ ,, ,,

,, સંઘવી. રંકનાથ ઝવેરીલાલ નડિઆદ બ્રહ્મપોળ.

૩ ,, સંઘવી ત્રિપુરાશંકર જીવતરામ નડિઆદ વાંદરાપોળ.

,, પટેલ મોતીલાલ શનાભાઇ ભાળજ હાલ વીરસદ તા. બોરસદ.

,, સુથાર મુળજીભાઇ ભાઇજીભાઇ પેટલાદ.

,, પટેલ કાળીદાસ નાનાભાઈ દંતાલી તા. પેટલાદ.

,, વ્યાસ મોતીલાલ મુળજીભાઇ પેટલાદ.

,, ત્રવાડી મોતીરામ નરોત્તમ ધર્મજ તા. પેટલાદ.

,, કણસારા મંગળજી મણિલાલ પેટલાદ

,, ઉપાધ્યાય ગિરજ્યાશંકર કેશવલાલ ,,

,, પટેલ ભાઇલાલ રણછોડભાઇ નડિઆદ લખાવાડ

,, પટેલ ડાહ્યાભાઈ બાબરભાઇ ,, કાકરખાડ.

,, પટેલ પુરૂષોત્તમ ભાઇલાલ ભાદરણ હાલ નડિઆદ.

,, શાહ. નટવરલાલ કેશવલાલ પેટલાદ.

,, સુથાર રણછોડલાલ કીશોરભાઇ. ,,

રા. રા. ઉપાધ્યાય શંકરલાલ હીંમતલાલ અમદાવાદ સરકીવાડ સારંગપુર.
„ ભટ્ટ મુળશંકર ગણપતરામ પેટલાદ
„ શાહ. છોટાલાલ જેઠાભાઇ. શ્રીના ભક્ત પેટલાદ.
„ સોની ભોગિલાલ દુર્લભદાસ. „
„ સોની પરજારામ ખુશાલદાસ વીરસદ તા. બોરસદ.
„ ત્રવાડી વનમાળીદાસ ગોવર્ધનદાસ ધર્મજ તા. પેટલાદ,
„ પંડયા પુરૂષોત્તમ મગનલાલ પેટલાદ.
„ ભટ્ટ ભોગિલાલ નાથજીભાઇ ફર્સ્ટઆસી. માસ્તર ચુણેલ તા. નડિઆદ.
„ ભટ્ટ પુરૂષોત્તમ ખુશાલદાસ વીરસદ તા. બોરસદ.
„ તલાટી આદિત્યરામ કૃષ્ણારામ તેજગઢ તા. છોટાઉદેપુર.
„ બા. ગંભા બહેચર ભીલપુર તા. છોટાઉદેપુર.
„ પંડયા જટાશંકર મહાશંકર વીરસદ તા. બોરસદ.
„ દરજી શંકરલાલ ઇશ્વરદાસ વડોદરા ગેંડીદરવાજા.
„ દેશાઇ હરિભાઇ મરઘાભાઇ નડિઆદ દેશાઇવગો.
„ શ્રીમતિ મહાલક્ષ્મી જીવરામ મીડવાઇફ પ્રાઇવેટ ડીસ્પેન્સરી નડિઆદ સાંથ પીંપળી દલાલ પોળ.
૪ „ પંડયા અંબાલાલ મોતીરામ અડાસ તા. આણુંદ.
„ પંડયા મગનલાલ હરગોવિંદદાસ વીરોલ તા. બોરસદ.
„ પંડયા મણિલાલ હાજીરામ સુણાવ તા. બોરસદ.
„ શાહ. ચુનિલાલ ગોવિંદલાલ ખાનપુરવાળા પેટલાદ.
„ ચોકસી શંભુલાલ કેશવલાલ પેટલાદ.
„ શાહ. ભોગિલાલ મનસુખલાલ „
„ શાહ. રતનલાલ મોતીલાલ. „

રા. રા. શાહ. પુરૂષોતમ ગોવિંદલાલ વૈદ્ય પેટલાદ.
„ વહોરા જટાશંકર હરિલાલ પેટલાદ.
„ શાહ. હરગોવિંદદાસ ત્રિભોવનદાસ. „
„ ડોશી લલ્લુભાઇ અંબાલાલ. „
„ વ્યાસ જીભાઇ રાજારામ પીંપળોઇ તા. ભાદરણ.
„ ત્રવાડી સોમેશ્વર ભાઇશંકર પેટલાદ.
„ મુળજીભાઇ ભોગિલાલ પેટલાદ.
„ શેઠ દામોદરદાસ જમનાદાસ „
„ કુંભાર નરસી બહેચર „
„ શાહ. હરિલાલ માણેકલાલ. „
„ પટેલ અંબાલાલ જીવાભાઇ નડીઆદ લખાવાડ.
„ નાગર બંધારા બહેચરલાલ હરગોવિંદદાસ પેટલાદ.
„ મહેતા કેશવલાલ હરિલાલ તલાટી નડિઆદ હાલવડદલા તા. બોરસદ.
„ બાઇ પાર્વતી દલાલ દલસુખ કેશવલાલની વીધવા નડિઆદ ગાંધીપોળ હાલસીલોડ.
„ પટેલ વાધજીબાઇ બાબરભાઇ નડિઆદ લખાવાડ.
„ દીક્ષિત ચંદ્રપ્રસાદ લીલાધર વડોદરા બાજવાડા.
„ પટેલ બાવાજી નાથાભાઇ નડિઆદ લખાવાડ.
„ જોશી કૃષ્ણારામ નંદરામ પેટલાદ.
„ ભટ્ટ શાન્તિલાલ ભગવાનજી નડિઆદ ખારાકુવા નવાગામ.
„ સોની રવિશંકર નાનાભાઈ નડિઆદ ધાકડા ખડકી.
„ પંડયા રામપ્રસાદ સાંકળલાલ નડિઆદ કણુસારવાડા.

રા. રા. ભટ્ટ નાથાલાલ હરગોવિંદદાસ નારણદેવના સેવક નડિઆદ. કણુસારવાડા.

„ શાહ નારણદાસ નરોત્તમદાસ વીરસદ તા, બોરસદ.

„ અમીન ભાઇલાલ મોતીભાઇ „ „

„ શાહ મણિલાલ ચુનીલાલ ઉમરેઠ ત્રણ પોળમાં

„ જોશી ચતુરભાઇ છગનભાઇ જમીનદાર પીજ તા. પેટલાદ.

„ મીસ્ત્રી મુળજીભાઇ લલ્લુભાઇ વડોદરા કલાભવન કારખાના.

„ વૈદ્ય ઇન્દુપ્રસાદ છોટાલાલ હાલ નાવલી તા. આણંદ.

„ ઠાકર સોમાભાઇ મગનલાલ નડિઆદ પંચકુઇ.

„ ગાંધી પુજાભાઇ બકોરદાસ નડિઆદ ગાંધીપોળ.

„ ભાવસાર આદિત્યરામ મનસુખરામ નડિઆદ ભાવસારવાડ.

„ રેવાશંકર કૃપાશંકર જ્યોતિર્વિદશાસ્ત્રી વડોદ તા. આણંદ.

„ ડાહ્યાભાઇ ધનસુખરામ સ્વધર્મ મંડળના માજી સેક્રેટરી અમદાવાદ લાખાપટેલનીપોળ.

„ સોમચંદ સાંકળચંદ નડિઆદ મોદી સાંથ.

„ મીસ્ત્રી. નાથાલાલ મુળચંદ તીજોરીવાળા નડિઆદ.

„ મહેતા. માણેકલાલ છોટાલાલ અમદાવાદ કાળુપુરે ધનાસુતારની પોળ.

„ શ્રીમતિ. ગંગાબાઈ ગોપાળદાસ હેડમિસ્ટ્રેસ ચકલાસી તા– નડિઆદ.

„ પટેલ. શિવાભાઈ વહેરીભાઇ નડિઆદ કાકરખાડ.